# નીષ્કલંક મહાદેવના મેળાનું વર્ણન.



છપાવી પ્રસીદ્ધ કરનાર

રજપૂત જીવા વિ. હુકાભાઇ.

તથા

રજપૂત જીવા વિ. જેઠાભાઈ.

ભાવનગર નિવાસી.

આવૃતિ પહેલી પ્રત ૧૦૦૦.

અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૰ એ૦ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૯ સને ૧૮૯૩

કીંમત ૦-૨-૦

# નીષ્કલંક મહાદેવના મેળાનું વર્ણન.



છપાવી પ્રસીદ્ધ કરનાર

રજપૂત જીવા વિ. હુકાભાઇ.

તથા

રજપૂત જીવા વિ. જેઠાભાઇ.

ભાવનગર નિવાસી.

આવૃતિ પહેલી પ્રત ૧૦૦૦.

અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૯ સને ૧૮૯૩

કીંમત ૦-૨-૦

# प्रस्तावना.

પ્રિય વાંચનાર નિષ્કલંક મહાદેવ એટલે કલંકથી રહિત (મોટાદેવ) શંકર અથવા કલંકથી રહિત કરનારા દેવ. નીષ્કલંક મહાદેવ ભાવનગરથી ચૌદ માઇલ ઉપર (ગોઘા ગામ પાસે) ગુંદિ તથા કોળિયાક ગામે સમુદ્ર માંહે પ્રાચીનકાળથી મહાદેવનું ધામ છે તે મહાદેવના કીનારા પાસે ખારી વીરડી તથા મીઠી વીરડીના નામે પ્રસીદ્ધ જગા છે તેની આસપાસમાં પ્રાચીનકાળમાં અઠ્ઠાસી હજાર રૂષીઓએ તરપીંડી યજ્ઞ કરેલ ને ઘી હોમેલ. તે જગોએ યજ્ઞના ફળથી સમુદ્ર પાણી વળી જાય છે ત્યારે ઘણા વીરડાઓનું પાણી મીઠું થાય છે તે રૂષીઓના યજ્ઞ કરવાના ફળથી થાય છે એમ ઘણાના માનવામાં આવે છે તેમજ પાંડવોને કુટુંબ કળહ હતું કલંક ચેહેલ તે આ મહાદેવના ધામે આવી સમુદ્રમાં નાવાથી અને શીવ સ્તુતી કરવાથી કલંક રહિત થયા હતા. એવું પણ કહેવાય છે અને હિંદુઓના અડોતેર તીર્થમાંનું આ એક પવિત્ર તીર્થ ગણાય છે આ શીવાય આ ધામની પ્રખ્યાતી વિશે ઘણા મત છે તેથી દરવરસે શ્રાવણ વદ (ભાદરવી) અમાસને દીવસ મેળો ભરાય છે અને કલંકથી રહિત થવાની આશાયે ઘણા લોક આવે છે.

ગુંદીને કોલીયાક ગામની વચે નદી છે નદીના એક તીરે

આંબલી લીમડના વૃક્ષો સોભે છે ને બીજી તરફ ગુંદી જાંબુડા અને આંબાના વન સોભી રહ્યા છે આ જગ્યાની જમીન રેતાળ છે આ જગ્યા ઘણી સુંદર છે ને વળી આ-જને દીવશે હજારો હર્ખીત થયેલા લોકો આવી આનંદ કરે છે તેથી આજનો દેખાવ ઘણોજ રમણીય લાગે છે અને જોનારનું મન પ્રફુલીત કરે છે આ મેળાનું વર્ણન બનાવ-વામાં મારો પેલો પ્રયાસ છે તેથી વાંચનાર ભુલચુક માફ કરી સુધારી વાંચશો.

તા. ૭-૯-૯૩. લી: કર્त्ता.

ઠે. ગોધાને દરવાજે<br>અંબાજીના મંદિર<br>પાસે. } મુ. ભાવનગર.



शीवाये नमः

# नीष्कलंक महादेवना मेळानुं वर्णन.

## प्रार्थना.

### દોહરા.

વિઘ્ન વિનાશક દુખહરણ, દેવ ભલો શિવનંદ;
આરાધૂ કરદ્વય ધરી, આણી ઉર આનંદ. ૧
ગુણ ગાવા શિવજી તણાં, થાયે મુજને ખંત;
વરણું મેળો શીવનો, ધારી પ્રીત અનંત. ૨
કોળિયાક સાગર તિરે, વસે ગીરિજાનાથ;
(ત્યાં) જાત્રાએ આવે જનો, ગુણગાતા સૌ સાથ. ૩
રમ્મત ગમ્મત હર્ષથી, બાળક વૃદ્ધ યુવાન;
હાસ્ય કરે મેળે ફરે, કરતા સૌ ગુલતાન. ૪
તે ચિતાર ત્યાં થાય જે, રચવા થયું મુજ મન;
જેથી વાંચી સાંભળી, થાયે ખુશી સૌ જન. ૫

## लोकोए मेळे जवा करेलो विचार.

(ચાંદકી જુદાઈસે) એ રાગ.

વણીક—મેળે જાવા મિત્ર મુજને, લાગ્યો ઘણો છંદરે;
લાગ્યો ઘણો છંદરે, લાગ્યો ઘણો છંદરે મેળે.
અનંત લોકો ત્યાં ભરાશે, દુહા ભજનાદિ ગાશે;
દેખિ મેળો હર્ષ થાતાં, ટળે દુખના વૃંદરે મેળે. ૧

મેળો જોવા હોંશ ધરિને, મિત્રો સંગે ફરિફરિને;
મન ગમતિ મોજ માણી, કરશું ત્યાં આનંદરે. મેળે. ૨
મનમાં ઘણો હર્ષ ધારી, મેળે જાવા કર તૈયારી;
ચાલ મિત્ર સાથ મારી, તજી અન્ય ફંદરે. મેળે. ૩

(ફળ ખાતું શું મારે) એ રાગ.

વ. મિત્ર–આવું સાથે હું તારી (૨) કરવા મોજ અપારરે. આવું.
મિત્રો સંગે અતિ ઉમંગે, ફરશું મેળા મોઝારરે. આવું. ૧
ગાનતાન ગુલતાન કરીશું,હાસ્ય વિચિત્ર પ્રકારરે. આવું. ૨
હર્ષ ઘણેરો થાયે મુજને, મેળે જાવા નિરધારરે. આવું. ૩

(તુંને કુમળા જીયરવા) એ રાગ.

લુવાણો–ચાલ જાઇએ પ્રીત ધારી (૨) હે મિત્ર મારા.
શ્રાવણ માસે અતિ હુલાસે, જાત્રા કરવા દિલધારી (૨) હે.
બાળક વૃદ્ધ યુવાનો અગણિત, આવે હર્ષે નરનારી (૨) હે.
મેળો ભરાયે ઠાઠજ થાયે, થાયે આનંદ ભારી (૨) હે.
અનેક રમ્મત મેળે નિહાળી, મન થાયે ખુશકારી (૨) હે.
એલ્હાવો લેવાને ભ્રાતા, પ્રીતે કરતું તૈયારી (૨) હે.

(તારી સારી ખ્વારી ચાહે) એ રાગ.

મિત્ર–આનંદ ધારી સાથે તારી, આવિશ મિત્ર હું નિરધાર;
લુ—ખાતુ સોગન ફર નહિં તે દન, જાવાને મેળા મોઝાર;
મિત્ર–આવિશ નક્કી હર્ષ અતિ થકી, લેવા લ્હાવ ઉમંગ અપાર;
લુ—સોગનથી ડરે માટે તું ફરે, સત્ય હોય તે કહે આવાર;

મિત્ર—જરૂર આવિશ મિત્ર માહરા,
નવ ફરૂં કદિ સમછે તાહરા;
લુ—અતિ ઉમંગથી હર્ષેરે કરી,
જઇશું મિત્ર સંગ પ્રેમરે ભરી;
બંને—ઘણી હોંશ મેળા જોવાને, મિત્ર નકિ થાશું તૈયાર.



(બિગરી કોન સુધારે) એ રાગ.

૧ સાધૂ-મહાદેવને મેળે જાવા હર્ષ થાય અપારીરે. ટેક.
હોંશ થકિ ત્યાં અનેક ભકતો, આવશે આનંદ ધારીરે;
ભજન ગાશે ધુન મચાવશે, કરશે મોજ ત્યાં ભારીરે.
મહાદેવને.
મોજ કરી મેળાની માંહે, સાગર સ્નાને જાશેરે;
પાપ નિવારવા મુક્તિ પામવા, ગુણ શંકરના ગાશેરે.
મહાદેવને.

૨ સાધૂ-મંજીરા કડતાલ તંબૂરો, લઇને કરૂં તૈયારીરે;
મેળો જોવા હોંશ ધરીને, આવું સાથે તારીરે. મહાદેવને.

---

(ચંદર મુખ સુંદર તન સુનતું ઓપરી) એ રાગ.

સુતાર—મેળે જાઇએ મિત્ર પ્રેમે હર્ષ ધારીરે;
મેળા મોઝારી, આનંદ ભારી, થશે અપારીરે. મેળે.
આસપાસથિ અનંત લોક આવશે;
દેખતાં વિચિત્ર ખેલ હર્ષ તો થશે;

રમત ગમત હાસ્ય માંહે દિવસ તો જશે;
કુવાર—પ્યારા, તારા, સારા, વચન સુણી;
હર્ષ ધરી, ઉમંગ કરી; કરૂં તૈયારીરે. મેળે.

## पैसा माटे करेलो विचार.

(ફુંગનવા મારે કરસે સરક ગયોરે) એ રાગ.

માળી—મેળો જોવાને હર્ષ મુજને થાયે ભારીરે.
મિત્ર—ત્યારે શાનો વિચાર રે, જાશું આપણુ નિરધાર રે;
માળી—પૈસા નથી મુજ પાસે, તેથિ આવ્યોછું આશે;
પૈસા વિણવાતો મિત્ર સર્વ, ફોગટકારીરે. મેળો૦૧
મિત્ર—ફળ ફૂલ વેચ્યાં મારાંરે, પૈસા આવ્યા છે પ્યારારે;
તે મેળે જઇ વાપરશું, મોજ મજા માણિશું;
માળી—ત્યારે હું આવિશ મિત્ર મારા, હર્ષ ધારીરે. મેળો૦૨
કણબી—પટલાણી અહિં આવોરે, જાએ મેળાનો લ્હાવોરે;
કણબણ—શા માટે દિલગરી પ્યારા,
કણબી—પૈહા વિણ થયા અસારા;
કણબણ—નથ વેચિ જાઇએ દેશે નવી, ભીડ ભય હારીરે. મેળો૦૩
૧. કોળી—આવે અરજણીયા આજે રે, મેળો જોવા કાજેરે;
નથી પૈહા વધારે, તેનું તું હું વસારે;
૨. કોળી વ્યાજે લઈ આવું મેળે હું તો, હાથે તારીરે. મેળો૦૪
કુંભાર—પૈહા વિણ પહતાઉંરે, મેળો જોવા કેમ જાઉંરે;
કુંભારણ—ઉધડાં નળિયારે દઇને, તેનારે પૈહા લઇને,
મેળે આપણે જાહું હાથે, હોંશ ધારીરે. મેળો૦૫

રબારી–હાંભળતું ઘરનારીરે, વાત કહું વસારીરે;
મેળે જાયેછે લોક, પણ પૈહા વિના ફોક;
રબારણ–દુધના પૈહા આવ્યા તેસે, પાંહે મારી રે. મેળો૦૬
રબારી—ત્યારે આણંદ ધારીરે, મેળે જાઇએ હે નારીરે;
મોજ મજા ત્યાં થાહે, દહાડાની સંત્તા જાહે;
લેહુંરે લ્હાવ હાબાસ, પૈહા દિધાં હંભારીરે. મેળો૦૭

---

## મેળે જવાની તૈયારી

### ગીતી.

શિવો—ચાલ નીષ્કલંકેશ્વર, મોજ થશે મેળામાં ફરવાથી;
કુરણો—મુક્ત થશું પાપોથી, શિવ ભોળાના દરશન કરવાથી. ૧
રેવો—એક પંથ બેકામજ, થાયે કુરણાશંકર આપણને;
વળી દક્ષણા લેશું.......................
...........બેશ બેશ જાણ્યું તુજ ડાપણને. ૨
તુળજો—લોભી ક્યાંથી જાગ્યો, જરા શરમ નવ આવે તુજનેરે;
લાંબો કરતાં હાથજ, અતિ શરમ ત્યાં થાયે મુજનેરે.૩
રેવો—તાલેવરનો છોરો, દક્ષણા લેતાં કેમ ન તુ લાજે;
શિવો–માગે વડિલો તારા, તુ શરમાઇ મરેછે રે આજે. ૪.
કુરણો–મૂકી લવરી તારી, આગળ થાને માનિ કહ્યું મારૂં;
તુળજો–માફ કરો જે બોલ્યો, ચાલો આવુ માનિ કહ્યું સારૂં. ૫.

---

(પૈહો હર હાટે કમાવો) એ રાગ.

ખોડીયો—જાહૂં મેળે ન કળાંગને, એમાં હાનો વસાર,
નહી થાહુ તૈયારરે. જાહૂં. ૧

દામલો—હાંભળ નાનકી વાત તુંરે લોલ, ઢેબરાં કરેમોણ નાંખી;
કાવલો—અલ્યા લાગે હવાદ, ભેળુ અડદનું હાક રે. જાહૂં.
ખીમલો—રામલા દામલા હાલોરે લોલ, ધૂણહૂ હાકિરા મારી;
રામલો—મેં માની ધજા, ત્યાં થાહે મજારે. જાહૂં. ૨

---

ગોપીચંદનો રાગ

લોકો—ચાલોને જાઇએ મેળે નકળીંગને આજરે. (ટેક)

કાછિયાનોછોકરો—બાપા આવું સાથ તમારી, હોંશ ઘણેરી થાય;
માડી કહે બાપાને મારા, મુજને તેડી જાયરે. ચાલોને. ૧

કાછિયો—નહિં કામ બેટા ત્યાં તારૂં, તુંછો નાનુ બાળ;
તને સાચવિ બેશિ રહું કે, ફરૂં મેળા મોઝારરે. ચા. ૨

છોકરો—તેડી ન જાઓતો પૈસા આપો, વાપરવાને કાજ;
બજાર માંહેજઈને હુંતો, ખાવાનું લઉં આજરે. ચા. ૩

(પૈસા આપેછે ત્યાં તેનો મિત્ર આવેછે.)

કા. મિત્ર—કેમ મિત્ર હજુ શું કરેછે, તડકો ઘણેરો થાય;
ક્યારે પો'ચશું મિત્રો સાથે, ગાડ઼ ચાલ્યું જાયરે. ચા. ૪

કાછિયો—ચાલ્યું જશે જો દુર ગાડૂંતો, જશું ચાલતા મિત્ર;
મોજ આપણને રસ્તે થાશે, દેખિ ઠાઠ વિચિત્રરે. ચા. ૫

મિત્ર—હું નવ મિત્ર કદિ ચાલેલો, તેથિ કાયર થાઉં;
માટે જલદિ ચાલ બધુ, ગાડામાં બેશિ જાઉંરે. ચા ૬
કાછિયો—ચાલ આવુંછું સાથે તારી, થયો છું હું તૈયાર;
ભત્રિજો સમજાવ્યો તારો, પૈસા આપી આવારરે. ચા. ૭

(જાયછે.)

વાણોતર—કેમ શેઠજી શુંધાર્યોછે, જવા તણો વિચાર;
નીષ્કલંકને મેળે જાવા, થશો ક્યારે તૈયાર. ચા. ૮
શેઠ—જમ્યા પછી જરા નિદ્રા લઇને, જવાનો છે વિચાર;
સાથે આવજે ફેટિન લેશું, જતાં નહિં લાગે વારરે. ચા.૯
વાણોતર—ભલે ખુશિથી શેઠજી સાહેબ, આવિશ તમારી સાથ;
હું જમીને આવિશ શેઠજી, પાન પકિસ્યો હાથરે. ચા.૧૦

(જાયછે.)

મેતર—હેબરિએ મેળે જાવાનું, થયું જેહલી મન;
તું આવેતો જઇએ આપણ, કરવાને અણુંદરે. ચા. ૧૧
જેહલી—હું ચ્યાં ના પાડું સું તમને, હાલો મેળે જઇએ;
નુકળંગજીના દરશન કરીને, ખુસીતો થઇએ. ચા. ૧૨

(જાયછે.)

૧ યુવાન—મિત્ર રાહ જોજોરે મારી, જઇ આવું બજાર;
કપડાંને જોડા લઇ મારા, આવુંછું આવારરે. ચા. ૧૩
૨ યુ—જાઓ ખુશાથી અયે છેલુડા, ખોટી ન થશો લગાર;
૧ યુ—જેવો જાઉં તેવો જઇ આવું, તાકિદે આવાર રે. ચા. ૧૪
(દરજીનેથાંજઇ)અંગરખું પરેણુને બંડી, કપડાં મારા લાવ;

પૈસા મજુરી કેરા તારા, તાકિદે ગણાવરે. ચા. ૧૫
દરજી—કપડાં તમારાં શિવીને મેં, કર્યાં છેરે તૈયાર;
પૈસા લઇશ મેળાની માંહે,આવિને નિરધારરે. ચા. ૧૬
(લઇ મોચી ત્યાં જઇ.)
૧ પુ—પંદર દિવસથી પરમાણું, પગનું આપ્યું છે મેં;
હજુ સુધી શીવ્યા નથી પુરા, જોડા મારા તેં. ચા. ૧૭
મોચી—જરાવાર બેસો ભાઈ અહિંયા, વાર ન ઝાઝીછે;
૧ પુ—જરા શરમ નવ આવે તુજને,કર ઝટ તાકિદેરે. ચા.૧૮
મોચી—માફ કરો અપરાધ માહરો, નાંખિ જોવો પગ;
૧ પુ—લાવ તાકિદે લઇને જાઉં,લોક પહોંચ્યા લગભગરે.ચા.૧૯
(તંબોળી ત્યાં જઇ) પાન તણી પટ્ટી બનાવતું, લે રોકડી પાઈ;
તંબોળી—લીઓ હજુર મુકો મુખ માંહે, ખોટી ન થાશો કયાંઇરે. ચા. ૨૦
(મિત્રો પાસે આવેછે.)
મિત્રો—અત્યાર સુધી કયાં રોકાણા, શું લીધો સામન;
૧ પુ—વાર મોચી ત્યાં થઇ ઘણેરી, કયાંછે ગાડિવાનરે. ચા. ૨૧
(ગાડિવાળાને) હવે ઉતાવળ રાખ ભાડુતી, ગાડી જલદી જોડ;
નીષ્કલંકને મેળે જાઇએ, પુરા કરવા કોડરે. ચા. ૨૨
(જાયછે.)

---

## રસ્તાનો દેખાવ.

ક્ષત્રિ કલંકનો રાગ.

કોઇ જોડાવી ફેટીન, ચાલ્યા છે જોવાને મેળારે.
કોઇ નાંખિ ઘોડાપર જીન, ચાલ્યા છે.

કોઇ ઉંટે થઇને સ્વાર; ચાલ્યા છે.
કોઈ એદા ટટ્ટુએ ધરિ પ્યાર, ચાલ્યા છે.
કોઇ બેશિને સિગરામ; ચાલ્યા છે.
મન કેરી પુરી કરવા હામ, ચાલ્યા છે.
કોઇ લઇ માવિત્રના ફુલ; ચાલ્યા છે.
કોઇ પગે ઉડાવતા ધુલ. ચાલ્યા છે.
કોઇ માનતા કરવા કામ; ચાલ્યા છે.
કોઇ લઇ માનતાનું નામ, ચાલ્યા છે.
આનંદી મુખ દેખાય; ચાલ્યા છે.
દિલમાં નવ હર્ષ સમાય, ચાલ્યા છે.



## एक तळाव पासे.

(નિર્મળ શત્રુ) એ રાગ.

દરજી—કેમ મિત્ર આપણે અહિંયા, વિશ્રામ લેવા રોકાશું;
આ તળાવને તિરે જઇને, લાવ્યા ભાતાને ખાશું. ટેક.
શું વિચાર તમારો મિત્રછે મને કહો (૨)
રસ્તા માંહે થાકયા તેની શાંતિતો લહો;
ભૂખ લાગ્યા પછી નવ દિલને દહો. શું. કેમ. ૧

(રોકાય છે.)

(પાટણના નૃપ નથી તુજ મ્હેલે) એ રાગ.

વણીક—શું આ સરોવર શોભા સુંદર, દિલ ખુશ કરનારી. ટેક.

રસ્તે થાકી ગયેલા જેહ, બેઠાછે શ્રમ દુર કરવા એહ;
સુવે વળી હરે ફરેછે તેહ, ઉમંગ અતિ દિલધારી. શું. ૧
કોઇ તણુંછે જમવામાં ધ્યાન, કોઈ કરે મુખ થકિરે ગાન;
કોઇ કરે હાસ્ય કોઇ ગુલતાન, કરે કોઈ જવાની
તૈયારી. શું. ૨
ગાડીમાં બેઠેલા જે જન, આવે અહિં મુખે થતા પ્રસન્ન;
હર્ષછે અતિ સર્વેને મન, બાળ યુવાન નરનારી. શું. ૩



(લાઇ બહાર બાગમેં) એ રાગ.

૧ મિત્ર—વખ્ત ઘણો રોકાણા અહિં કરો હવે તૈયારીરે;
જાઈએ મહાદેવ મેળે કરવા મોજ ભારીરે. ટેક.
૨ મિત્ર—જન સર્વરે ગયા આપણે બેશિ રહ્યા;
પહોંચિ શું ક્યારે જઇ મેળા મોઝારીરે વખત. ૧
૧ મિત્ર—ગાનતાન હર્ષમાં દિવસ ગાળ્યોરે અહિં;
કરો ઉતાવળ ભ્રાત હવે આળસ કરો નહિં. વખત. ૨
૩ મિત્ર—ગાડિવાન જોડ ગાડી જાઇએ અહિં થકી;
ગાડિવાન—જા ન ફિકર કરો તમે પહોંચીશું વહેલા નકી. વ. ૩
( ત્યાંથી જાયછે. )

## મેળા સ્થળ.

હરિગીત છંદ.

બ્રાહ્મણ—મેળો ભરારો વાહવાહશું, નીષ્કલંકી ધામમાં;

આનંદ થાયે દેખતાં રે, કોળિયાક ગામમાં.
મેળો ભરાણો દાહડા અતિ, મોજ ભારે થાયછે;
કોઈના મૂખ ઉપરે શોક, લેશ નવ દેખાયછે. ૨

——:(*):——

(એકટંક અગાગો થાતાં ચિત્ત શાંત્તિ થાશે સારી) એ રાગ.

વણીક—શું શોભા મેળાની સુંદર, લાગે મુજને સારી.
એક બાજુએ ગુંદિ ગામછે, બીજી પાસ કોળિયાક નામછે;
વચ્ચે નદી જળ પ્રવાહથી, વહેછે આનંદધારી. શું. ૧
તરૂવરો ચોપાસે શોભે, મેળા દાહડથી મનડું લોભે;
નદિતટશું લાગે રમ્ય, નિરખી નરને નારી. શું. ૨
વર્ણ વર્ણના લોક આવીને, મેળે ફરેછે હર્ષ લાવીને;
લાગે મુખ હુલ્લાસિ સર્વના, મનોવૃતિ ખુશકારી. શું. ૩
ચાલ જઇ મેળામાં ફરિએ, આનંદિઆ મનને કરીએ.
અતિ વિચિત્ર શોભા સર્વે, મિત્ર મેળા મોઝારી. શુ. ૪

### દોહરા.

આસપાસના ગામથી, વેપારી ધરિ ખંત;
મેળે આવી હર્ષથી, વેચે માલ અનંત. ૧.

### મનહર છંદ.

સુખડિઆ કેરે હાટ, લોક માલ લેવા માટ;
મેળો નિરખતાં વાટ, ઉમંગથી જાયછે.
ગાંઠિયા ભજીયાં વડાં, શેવ પુરી લીએ ઘણાં;

ગરમા ગરમ માલ, હોંશથી ખવાય છે.
કંદોઇ દુકાને જઇ, મુખ બોલ્યા પૈસા દઇ;
પેંડા લાડૂ આદિ લઇ, મિત્રો સંગે ખાયછે.
કોઇ વેચે ધાણી ચણા, ભર્યા થાળ શિંગતણાં;
રેવડીને કાજુ દ્રાખ, બાળ લેવા ધાયછે. ૧
તેલમાં તળેલી દાળ, મમરા મસાલાદાર;
હર્ષથી વટાણા લઇ, ફાકડા ફકાયછે.
ખાતાં ખાતાં ખુશ થાય, ફરિ ફરિ લેવા જાય;
પછી જઇ નદિ જળ પ્રેમથી પિવાય છે.
કોઇ ત્યાંથી લઈ અન્ન, આપીનેરે પુરૂં ધન;
તૃપ્ત કરવાને તન્ન, પકાવીને ખાયછે.
બાળ વૃદ્ધ નરનારિ, દિલમાં ઉમંગ ધારિ,
મનમાનિ મોજ કરિ, સુખ લેવા ન્હાય છે. ૨
તંબોળી દુકાને જઇ, એલચી સોપારી લઈ;
પાન તણી પટ્ટી દઈ, મિત્રને તો નમેછે.
રમકડાં દેખિ બાળ, પીતા પજાવે તત્કાળ;
અપાવો એ લાલ લાલ, મને એતો ગમેછે.
ચકડોળ ફરે ત્યાંજ, જાઈએ જોવાને કાજ;
તેપર બેસવા કાજ, મન મારૂં ભમેછે.
દિલને ખુશિ કરવા, ચાલો જાઇએ દેખાવા;
અજાયબી ખેલ નવા, ખેલાડી જ્યાં રમેછે. ૩
એક પાટીયું વિશાળ ચપ્પા છરી ઘડિઆળ;

મુક્યો છે અનંત માલ, કડિયું ત્યાં નાંખેછે.
જેપર જ્યાં કડી આવે, તુર્ત ખેંચીને બતાવે
લેનારને જો ન ફાવે, પૈસા પ્રેમે આપેછે.
બીજી પાટ ગોળાકાર, ચિનાઇ માલ અપાર;
કાંટો રાખ્યો છે તૈયાર, ફેરવી બતાવે છે.
જેપર તે રહે સ્થીર, આપે વસ્તુ ધરિ ધીર;
બીજા ચાલે નદી તીર, જેને નહિં આવેછે. ૪
વોરાની દુકાન રૂડી, દાંતિઆને સોય દડી;
આરસીને કાષ્ટ ચુડી, લોક લેવા જાયછે.
ફાનસ તણીછે હાર, મીણબતીથી તૈયાર;
લઇ વેચાતાં તેવાર, ફરવાને જાયછે.
ફરતાં દુખેછે પાય, બેસવાના દિલ થાય;
મોજ એવી જોતાં થાય, જરા ન સુવાય છે.
મેળાની શોભા અપાર, દેખીનેરે વારં વાર;
નરને નારિ આવાર, દિલ ખુશ થાયછે. ૫
દેવીનું સ્મરણ કરે, ભુવા હાકિહાકિ કરે;
ડાક ડંમ ડંમ કરે, ઝણકારો ઝાંઝનો.
ત્રાડ લેતા તેવે સમે, માણસો નદિમાં ભમે;
દેખ તમાસોરે ગમે, વિચિત્ર સમાજનો.
સ્ત્રિઓ તણાં વૃંદ મળી, ગરબિઓ ગાય વળી;
પુરૂષોઓ તેમાં ભળી, ગાયરે ઘણાં જનો.

એવો ઠાઠ ઠાંમ ઠાંમ, જોતાં થાય પુરી હામ;
ગુંદિ કોળિયાક ગામ, ઓચ્છવ છે આજનો. ૬

(એકજણ ઉંઘી ગયેલછે તેને જગાડી તેનો મિત્ર કહેછે)

**(માર માર તલવાર) એ રાગ.**

ચાલ ચાલ મુજ સાથે, અહિં કરેછે શું;
કરેછે કરેછે કરેછે શું, ચાલ ચાલ મુજ સાથે અહિં કરેછે શું. ટેક!
મેળો જોવો ભુલી તો અર્થ તારો સરેછે શું. ચાલ. ૧
એકજ રાતનો મેળો આજે, નિંદ્રાને વશ પડે છે. ચાલ. ૨
થા બેઠો જોવાને જઈએ, લેવાલ્હાવ વિસરેછે શું. ચાલ. ૩

**દોહરો.**

આંખ્યો ચોળી અચાનક, ઉભો થયો તે વાર.
ચાલ્યો મિત્રો સાથતે, મેળાની મોઝાર. ૧

(જઈ જોયેલો દેખાવ)

**( સ્ત્રીઓ ગાયછે ) ગરબી.**

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની; ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે, મને ૦ ૧
કાચેતે તાંતણે હરીજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે; મને ૦ ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, શામળી સુરત શુભ એમનીરે મને૦ ૩

(કાવ્યદોહન)

**(પુરૂષો ગાયછે) ગરબી.**

કાહાન બંસરિ બજાવી મનવશ કર્યું જો,
મનવશ કર્યું જો ચિત્તને હર્યું જો ટેક.

હુંરે બેઠી હતી સખિના સંગમાં જો;
સુણી બંસરિ બની અતિ ઉંમગમાં જો. કહાન૦ ૧
તુજ મોરલીએ મોહ બાણ મારીયા જો,
કામ જોરે કરી અમે હારીયા જો. કહાન૦ ૨
સખિને તજી તજ્યાં કામકાજને જો,
તે સંગે તજી જગ લાજને જો. કહાન૦ ૩
ધરી પ્રેમ આવિએ તમ પાસરે જો,
(ત્યાં તો) થયા દેખિએ કૂબજાના દાસરે જો. કહાન૦ ૪
નવ કરીયે કાન્હા આવી પ્રીતડિ જો,
(નહિં તો) તજો બંસરી બજાવ્યાની રીતડિજો. કહાન૦ ૫

(સાધુઓ ગાયછે)

**કાફી પદ ૧ લું.**

કાયા તારી કીધીરે, કર્તારે ભક્તિ કરવાને;
ઇંદ્રિયો સારિ આપીરે, સુધર્મ આચરવાને. ટેક.
બાલપણેથી તેંતો બુદ્ધિ બગાડીને, કર્યો ઘણેરો કુસંગ.
મન કંચન માંહિ વગળ મેળવીને, રૂડો બગાડયો રંગ;
અંગમાં અનિતિરે, ભરી તેં પેટ ભરવાને. કાયા. ૧
દોષની દૃષ્ટિએ તું અન્યને દેખે, જીભે બોલે અતિશે જુઠ;
કામ હરામનાં હાથે કરેછે, પાપ કરતાં ન ભાળે પુઠ;
ફુલ જે ફુલેછેરે, ખચિત તેતો ખરવાને. કાયા. ૨
આંખ્યો અનોપમ જેણે આપીને, બીજા અંગ કર્યાછે અમુલ્ય;

એ ઉપકારીને અંધ ન જાણે, એવી ભારે છે તુજમાં ભુલ્ય;
ભુલ્યાથી ભવ ભટકેરે, માયામાં બુડી મરવાને. કાયા. ૩
આજ લગીતો એળે અવસર ખોયો, હવે રાખ હૈયામાં હામ;
નીતિની રીતિ સજી ભજીલે પ્રભુને, સર્વ સુધરશે કામ;
ઠામ સારો મળશેરે, છોટમ કહે ઠરવાને. કાયા. ૪

(કાવ્યદોહન)

પદ ૨ જું.

ભણેલા ઘણા ભુલવેરે, નિજ નામ ઓળખાવા;
છળ કરીને છેતરે રે, પોતા તણું ઉદર ભરાવા. ટેક.
આ અવનિમાં અનેક સંતે, નવા પંથ ચલાવ્યા;
મીઠું બોલી અનેક જનને, કુવે ઉતારી ફસાવ્યા;
કપટ ભર્યું સાંભળીરે, મુરખ ભુલ્યા હરિગુણગાવા. ભણેલા. ૧
સેજાનંદીને દયાનંદી, મહાનંદી તુંબીવાન;
રામાનંદી નાનકપંથી, વિજાનંદ આદિ જ્ઞાનવાન;
અનેક પંથ ધારીરે, નિજની સિદ્ધાઇ બતાવા. ભણેલા. ૨
જેમ જુવિત પ્રપંચ કરીને, અનેક પુરૂષ સમજાવે;
તેમ સંતો સ્વાર્થ કાજે, સત્ય માર્ગ ભુલાવે;
ભજો ત્રિપુરારીરે, અન્ય પથે તજીને જાવાં. ભણેલા. ૩

दुहा.

हौंश करिने आवीया देशे देशथी जन,
आवि अमास उमंग थयो मेळो जोवा मन;

मेळो जोवा मन, हैयामां हाम,
मारे मेळो भादरविनो नकळंग मोटुं धाम;
नावा सागरमां करवा दरशन,
होंश धरिने आवीया देशे देशथी जन. १
मारे मेळो भादरविनो आव्या हरख करी,
मनखो भराणो मेळा मांहे जोवो ध्यान धरी;
जोवो ध्यान धरी, त्यांय,
हरख धारी हैयामां गुण शंकरना गाय,
पाप निवारो महेर करी; मारे मेळो- २
( દુહા બોલનાર અને એક આંબલીના વૃક્ષનો સંવાદ )
आवकार दे ने आंबली आशरे तारे आव्या,
माया लागी मेळानी शीतळ तारी छांया;
शीतळ तारी छांया, आज,
जेने जेनो आशरो तेने तेनी लाज;
उंडा मूळ पाताळे पाया, आवकार दे- ३
आवो पृथ्वी ईश्वरनी मारुं नथी जरी,
रुवां मांहे रमी रह्यो सौने एकज धणी;
सौने एकज धणी, शीतळ छांया,

आशरो नथी माहरो सर्व ईशनी माया;
नाम तेनो नाश देहि जाशे पडी; आवो- ४
आंबली आवकार सांभळी राजी थयो आत्माराम
ज्यां पांडवे कलंक उतार्या त्यां उमा शीवनुं धाम.
त्यां उमा शीवनुं धाम, तेनो जागी महेर,
आवे मानवी हर्षथी करवा लीला लेहर;
नातां सागरमां सफळ थाय काम; आंबली- ५
शोभा सर्व शंकरनी आपणुं नथी कांइ;
महादेवनी मरजीथी आव्या सर्वे आंही,
आव्या सर्वे आंही, ए कहे;
मेह अने मेमान भवोभव नव रहे,
मजा करो मानवीओ वेसो शीतळ छांइ;शोभा-६
आशरो जाणी आव्या उभी उंडा मुळ करी,
ज्यां पांडवे कलंक उतार्या त्यां साथे आव्या हरी;
त्यां साथे आव्या हरी, कहावे,
तेथी मुलकेथी मानवी जात्राए आवे;
आपण सर्वनो एकज धणी; आशरो- ७

ऊंडा मुळनो नव आशरो नथी पाताळे पाया,
भावे भजो भगवतने काल पडवानी काया;
काल पडवानी काया, नव रहेवाय,
भजो भगवतनने जीव वैकुंठमां जाय;
नमो नारायणने मुकी मोह माया; ऊंडा मुळनो-८

## रसोई आरंभ.

### ગીતો.

મોહન—
લિલાધર- } પત્રાળાંને પડિયા, કર્યા અમોએ તાકિદે તૈયાર;
આટો ચાળી રાખ્યો, કરો રસોઇ આરંભ આવાર. ૧
ગંગાધર—મોણનાંખિ આટામાં, પાણી જોતું નાંખિ બાંધો રોટી;
રેવા ન દેશો કાચિ, કેમ થયાછો કાશિરામ ખોટી. ૨
મોધરિએ કરી મુકો, ગોળ નાંખરે માંહે તું સારો;
કાશિરામ-સારો કયાંથી લાવું, ગયો અપાવી આવો જમનારો. ૩
હરિરામ-મૂક વાત તે પડતી, ગોળ નાંખી કર ઘૃત તણી ધારા;
(ત્રિભોવનને) મંડ ચોળવા જલદી,બેશિ રહ્યોછો ચાળા કરનારા. ૪
(સર્વને) પ્રેમેવાળી લાડુ, મુકો થાળમાં ખસખસ ભભરાવી.
ગંગાધર–ગાંગડકા સાકરના, સ્વાદ આપશે લાડુમાં આવી. ૫
(મોહનને) મુક આંધણ ચોખાનું, દાળ હલાવ લઇ કડછો તું હાથ;
વધાર સારો દેજે, જેથી રિઝે જમવા કેરો સાથ. ૬

( રાત્રીના પાછલે પહોરે ભક્તો ગાયછે. )

## પ્રભાતી ૧ લું.

(જાગને જાદવા) એ રાગ.

રાત રહે જાહરે પાછલી ખટઘડી,
સાધુ પુરૂપને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા સી હરી,
એકતું એકતું એમ કહેવું. ટેક.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા,
ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા,
વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રાત૦ ૧

સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા,
દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિ એ કંથને પૂછવું,
કંથ કહે તેતો ચિત્ત ધરવું. રાત૦ ૨

પોતપોતા તણાં ધર્મ સંભળવા,
કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈના સ્વામીને સ્નેહથી સમરતાં,
ફેર નવ અવતરે નરને નારી. રાત૦ ૩

(કાવ્યદોહન.)

## પ્રભાતી ૨ જી.

(પદ્દોરે પોપટ રાજારામના) એ રાગ.

પ્રભાત થયુંરે બંધુજનો, નિદ્રા કરો હવે દુર-
સમરો શિવજી ભોળીયા, દુખ કરે સર્વ દુર. ટેક.

મેળોરે દેખ્યો પ્રેમે કરી, રાત્રિ ફરિ થાક્યા પાય.
મોજ અતિશે માણતાં, હર્ષ દિલમાં ન માય. પ્રભાત૦ ૧

ચાલોરે જાઇએ ઉમંગથી, દરશન કરવાને કાજ;
સાગર માંહે આપણે, નાશું પ્રેમેથી આજ. પ્રભાત૦ ૨

મુક્ત થશું પાપો થકી, નાહિ સાગર મોઝાર;
પાંડવ પેઠે કલંક હરી, મુક્ત કરશે ત્રિપુરાર. પ્રભાત૦ ૩

માટે ઉમંગે ઉતાવળા, ચાલો શિવજીને ધામ;
આ મેળે ન આવ્યા હોતતો, મનની રહી જાત હામ. પ્રભાત૦ ૪

---

## સમુદ્ર નાવા જતાં લોકોનું બોલવું.

( એવીરે રંભા જાણી જાવા કેમ દઇએ ) એ રાગ.

લોકો—ચાલોરે ભાઇઓ નાવાને હવે જાઇએ (૨) ટેક.

૧ વણીક—હું નહિં આવું નાવા હમણાં, અરે મિત્ર આવાર;
જાતું હમણાં સૂર્ય ઉગતાં, આવિશ હું નિરધારરે. ચાલો. ૧

૨ વણીક—કેમ હમણાં નાવા માટે, નથી થતો તૈયાર;

લોકો સર્વે ચાલ્યાં જાએ, કરતા મોજ અપાર રે. ચાલો. ૨

૧ વણીક—પાણી કેરા જબરા મોઝા, આવેછે ત્યાં ભાઈ;
ધક્કા મારી પાડી દઈને, કાઢી નાંખે ક્યાંઇ રે. ચાલો. ૩

૨ વણીક—પાણી ઉતર્યે મહાદેવજી, દેખાશે જેવાર;
તે વખતે નાવાને પડશું, સાગરની મોઝાર રે. ચાલો. ૪

૧ વણીક—ચાલ આવું ત્યારે તુજ સાથે, મેળો જોતો આજે;
૨ વણીક—ચાલ તાકિદે લોકો ચાલ્યા, જાય નાવાને કાજે રે. ચાલો. ૫

૧ લુવાર—ગુચ્છા કેવા લટકાવીને, રાખી હાથમાં ધજા;
જો કેવા દુવા લલકારે, કરેછે કેવી મજા રે. ચાલો. ૬

દરજી—ડાક વાગે કેવી જોગીની, ઝાંઝ તણો ઝણકારો;
કોળી વાઘરી ધુણતા જાએ, કરતા રે હાઉકારો રે. ચાલો. ૭

નોકર—પાણીછે ભરપુર નદિમાં, સાચવીને ઉતરજો;
ભીડ ઘણીછે લોકો કેરી, ધીમે હાળે ચડજો રે. ચાલો. ૮

શેઠ—પગથી મોજા ઉતારવા પડશે, ઉભો રહે અહિં તું;
દાતણ ખરચુ કરીને અહિંથી, ચાલિશ પછીથી હું રે. ચાલો. ૯

કણબી—આ બાવો ખોદે કેમ ખાડો, શું તેમાં તે કરશે;
કાછિયો—ઉંચા રાખી પગ પોતાના, શિશ ખાડામાં ધરશે રે. ચાલો. ૧૦

સુતાર—આ બ્રાહ્મણ ચુથી કેમ ગારો કરે ચીકણો આજ;
વાળંદ—શિવ કરી બેસારશે અહિંયા, દક્ષણા લેવા કાજ રે. ચાલો. ૧૧

દરજી—કોળી ભીલ લોકો જાએ દોડ્યા, ધજાગરા લઇ હાથ;
ભજનો ગાતો ચાલ્યો જાએ, સાધુ કેરો સાથ રે. ચાલો. ૧૨

બ્રાહ્મણ—ભલો ભરાણો મેળો આજે, ગુપ્ત કોળિયાક ગામ;
ધજા દેખાણી દરિઆ કાંઠે, નીષ્કલંકને ધામરે. ચાલો. ૧૩



(સમુદ્ર કિનારે એક જણ બોલેછે.)

**(બંધ કિલ્લો) એ રાગ**

દેખો પાણી ભર્યું ભરપૂર, જોવો પાણી ભર્યું ભરપૂર;
સાગરની માંહેરે, દેખો.
પ્રકાશ કિધો સૂર્ય દેવતાએ, ચળકે કેતું તેનું નૂર (૨) સાગર. ૧
સામે દેખાએ બેટ પીરમનો, અહિંયાથી નથી તે દૂર(૨)સાગર. ૨
નિષ્કલંકજીના દરશન કરવા; ચિત્ત થયુંછે આતૂર (૨) સાગર.૩
મિત્રો હવે પાણીરે વળ્યાંછે, નાવાને જાઇએ જરૂર (૨) સાગર. ૪

**બનજારો.**

ભકતો—નીષ્કલંક દેવ મોરારી, નાતાં દિએ કષ્ટ નિવારી ટેક.

સાગર રહ્યોછે છલકાઇ, મોઝા દિએ માંહે ભાઇ;
નિરખી થાય આનંદ ભારી, નાતાં નીષ્ક૦
થઇ લોક તણી ઘણી ગડદી, જેથિ થાય દુરતન શરદી;
કરે નાવાની તૈયારી, નાતાં નીષ્ક૦
શ્રીફળ પુષ્પ તણાં હાર, લઇ દોડયા જાએ નરનાર;
જ્યાં બેઠા ભોળો ભયહારી, નાતાં. નીષ્ક૦
હવે આપણ નાવા જાઇએ, પાપોથી મુકત થાઇએ;
દર્શન કરી પ્રેમ ધારી, નાતાં નીષ્ક૦

—∞—

## શીવ સ્તુતી.

### કુસમ વિચિત્રા છંદ.

બ્રાહ્મણ-અધિકજ હેતે ચરણુ હું આવું,
કરદ્વય ધારી તુજ ગુણગાઉં;
નમિ નમિ તારી કરૂં શિવ સેવા,
જયજય દેવા જયજય દેવા. ૧

(શ્રી જગતપતી) એ રાગ.

સાધુઓ—શ્રી ઉમાપતી, સ્વિકાર વિનતી;
હસ્ત જોડી શિશ નામું, પ્રેમથી અતી. શ્રી.
તરંગ વિત તાંડેશ્વર તાલી, યજ્ઞ દંસ કરનાર;
મુદિત નીપાતિ મોહક ઉગ્ર, સર્વ ગાત્ર વસનાર શ્રી. ૧
સુખના સાગર કષ્ટ નિવારણ, દિગંબરા દયાળ;
અક્ષત ચંદન પુષ્પ ચડાવીએ, આણીઅતિશે વ્હાલ. શ્રી.૨
પાંડુ પુત્રના કલંક હરિને, કર્યા નીષ્કલંક જેમ;
પાપ નિવારી મુક્તિ બક્ષો, આણી અમપર રહેમ. શ્રી. ૩

### ગરબો.

(ગાઓ આનંદે સહુ આજ, પ્રભુના મહિમાને) એ રાગ.

સ્રિઓ—નીષ્કલંક દેવ દયાળ, સદા સુખકારીરે;
ગુણગાઇએ આણી વ્હાલ, ત્ર્યંબક ત્રિપુરીરીરે.
ઉર્ધ્વ શાયી ગંગાશશિ ધરા, અભય અનંત અજીતરે;
અગમ અમર અતુલ્ય નિહંતા, દેવજ્ઞ દંભ રહિત. સદા૦
અંતર્યામી સત્ય રૂપ, પરમાર્થ શત્રુ દમનાર;
સર્વજ્ઞ નિત્ય અચળ વિભુ, કષ્ટ તણાં હરનાર;

વિરાટરૂપી સર્વ સંહારિ, પંચભુત સૃજનારારે;
તપસ્વી યશસ્વી અખંડિત, નભગતિ કરનારા—સદા૦
સમગ્ર જ્ઞાન વૈરાગ્ય યશ, શ્રી ઐશ્વર્ય ધર્મરે;
તમમાં તે સૌભાગ્ય છે, એવા શુભજ કર્મરે;
તત્વ સમુહિ ગુણધર છો, પરમ મંત્ર રૂપ દેવા;
ગિરીજાપતિ પ્રીત ધરિને, કરિયે અમે સેવા—સદા૦

## આરતી.

જય ત્રિપુરારી શંભૂ જય ત્રિપુરારી;
ભિડ ભય ભંજનકારી (૨) અર્જસે સ્વીકારી જયદેવ જયદેવ.
અભય અજર શૃગાળ, સિદ્ધીરૂપ ગુણધારી (૨)
વજ્ર ખડ્ગ ધરનાર (૨) ઉર્જિત મહિચારી જય.
ત્રિદશ શેષાત્મા સૌમ્ય, નર્તક અનુકારી (૨)
સુનિશ્ચળ કપિલ કપિશ (૨) પરબ્રહ્મ સુખકારી જય.
સર્વેન્દ્રીય ગંભિર રૂદ્ર, ત્રિજટી યશકારી (૨)
હિમ દુહિતા પતિહર (૨) નમું કરદ્વય ધારી જય.



## મનહર છંદ.

ઓટાપર ભમી ભમી, શિવનેરે પ્રેમે નમી;
સાગરમાં રમી રમી, વળ્યા સ્નાનરે કરી.
ભિનાં વસ્ત્ર દુર કીધાં, નવા અંગ ધરિ લીધાં;
ચાલ્યા રસ્તે જન સીધા, સાગર તિરે ફરી.
દક્ષણાંરે દેતા જન, ભીક્ષુક કરી પ્રસન્ન;

કરતા રસ્તે દર્શન, જે શંભુજી જે હરી.
આવ્યા ગામની મોઝાર, દેખ્યો ઠાઠ ત્યાં અપાર;
વર્ણવું શું વારંવાર, મુખથી હું ઉચરી. ૧

---

(નદિ કીનારે ઉભો રહી એક માણસ પોતાના મિત્રને કહેછે)

(રાખી રાણી મુલ્યુ માંયરે) એ રાગ.

લાગિછે પેટમાં લાયરે, જાવું જમવાને કાજે (૨)
ભટજીને ઘરે સિધાં દિધાછે, હશે રસોઇ તૈયારરે; જાવું૦૧
લચપચીયા લાડુરે જમતાં, આનંદ ત્યાં અતિ થાયરે; જાવું૦૨
ચાલને સાથે કેમ ઉભો અહિં, મુજથી ન ઉભું રહેવાય રે; જાવું૦૩
મિત્ર–મને પણ મિત્ર લાગીછે ભૂખ, આવું ભટને ત્યાંય રે. જાવું૦૪

---

(સમુદ્ર કિનારે ભટ દક્ષણા માટે રોકાઇ રહ્યા
તેને ઠપકો દઇ કરેલી ઉતાવળ)

(શત્રુ કહો એહ મુજ પિતાનો જેહ) એ રાગ.

વણીક–ભટજી મહારાજ, દક્ષણા કાજ;
લલચાણા આજ, દિયો જમવા. ૧
દરજી–અરે ભલાભાઇ, રહ્યા ત્યાં રોકાઇ;
અમો આવ્યા આંહિ, દિયો જમવા. ૨
લુવાણો–ના દિલને દમો, ભૂખ્યા થયા અમો;
તાકિદે તમો, દિયો જમવા. ૩
કણબી–લાગિછે લાય, હવે ન રહેવાય;
જાવા દિલ થાય, દિયો જમવા ૪

સુતાર-શિવજીને ધામ, કરી પુરી હામ;

જશુ અમ ગામ, દિયો જમવા. ૫

(ભોજન જમતાં) આશા ગોડી.

રસોઈ બનિછે સારી મિત્રો મારા રસોઇ બનિછે સારી. ટેક.

લાડૂ અથાક સ્વાદ આપેછે; દાળ લાગે અતિ પ્યારી. મિત્રો૦૧

શુંરે મજાનો ભાત બન્યોછે; કોકમે દાળ વઘારી. મિત્રો૦૨

વળી ભટજીએ આપ્યું અથાણું; ગરમરછે જરા ખારી. મિત્રો૦૩

આનંદ થાયે જમતાં જમતાં, થાયછે મોજ અપારી. મિત્રો૦

રસોઇ બનાવી ભટે ભલેરી, દક્ષણા આપો વિચારી. મિત્રો૦

દોહરા.

લચપચિયા લાડૂ જમ્યા, તૃપ્ત કરી નીજ તન;
દક્ષણા આપી ભટને, ચાલ્યા ત્યાં થકી જન. ૧
હાસ્ય હર્ષ ઉમંગેથી, મેળાની મોઝાર;
મોજ કરિ નિજ ગામ તરફ, ચાલ્યા નરને નાર. ૨

